


# સોનેરી શીખામણ

# ફેશનનું સારવૈયુ



# સોનેરી શીખામણ
## યાને
# ફેશનનું સરવૈયુ



દોહરો.

આખા જગતના ધનથી, પણ ફેશના સેવ વધી
જીતી લીધી પ્રાંતિ પ્રજાની તો જીતી દુનિયા. અધા
રાખી પ્રજાને દુઃખમાં, સુખ ભોગવ્યું જ્યાંઆરેવા
નિયત નાર ન હોય તો, રાજા ગયું જમાના

દોહરો

સાચું જીવન સાચા દોસ્ત, કરકસર બીજો ભાઈ કહવાય
ધન વિવેકી આવ્યા વધે, નગ્નારીઓ સુખીયાં થાય

લાવણી.

હિન્દવાસીના સાહેબ તમને, અરજ કરૂં છું હું ભારી
ચાય દારૂ સીગારેટ વ્યસનનો શોખ છોડશો બહુ ભારી ૧
નવ નવા રંગો જોવામાં, પૈસાનું થાય પાણી

રોજ રંડા વધતા જોવામાં, દુઃખીયા થાશો નરનારી ૨
ઉપરના સુધારો ભારી, અંદર રોગો વધતા જાય
વખત જોઈને નહી ચાલો તો, આખર ખત્તા બહુ ખવાય ૩
લોહું લોખંડ લાટ ભરાયો, ચીની ચલણ ઘર શોભાય.
ઘરની શોભા ખુબ વધારી, કોટા જોઈ ઘરમાં હરખાય ૪
ઘરમાદા પૈસો નહી આપે, સીનેમા શોખે જવાય
ખરીને કોઈ કરકસર કર, ભાઈ હોટલમા રોજ્ઞી જાય ૫
ઘરમાં છોરૂ ઘંટી ચાટે, સીગારેટ શોખે પીવાય
ઘરની નારી ઘાંટા પાડે, તો તેને ધમકાવા જાય ૬
હેશે હેશે સ્ટીમર ચાલી, અન્ન કાપડ પણ મોંઘુ થયુ
સસ્તા ભાવો વખત પરમાણે, એ સરવે તો ચાલી ગયું ૭
ધર્મ ધ્યાન ખીસામાં રાખ્યું. દેવદર્શન દુર્લભ દેખાય
નાટક નાચ તમાસા જોવા. આનંદે તો ચાલ્યા જાય ૮
કુરાન બાઈબલ ગીતા સાંભળી શરાબ પીવાની બંધી કરે
ધર્મ કર્મ કોડીને લોકો નાચ ગાનમાં લ્હેર કરે ૯
ઉપર ભભકો ભારી લાગે, ઘરમાં ઘંટડી વાગે છે
ઘરેણામાં ઘડીયાલ ટાંગે છે, પાન બીડી બહુ ચાવે છે, ૧૦
જ્યાં સુધી વૈભવ ભોગવશો, ત્યાં સુધી દુઃખી થાનાર
માધવલાલની શીખ સાંભળશે. સુખીઆ થાશો અપરંપાર ૧૧



# વૈદનો રાફડો.

કવાલી.

સ્વદેશી વૈદ હું આવ્યો દવાની કોથળી લાવ્યો
બીજા વેપારે ના ફાવ્યો, હવે હું વૈદ કહેવાયો ૧
હતો હું નોકરી કરતો, અગર ધંધા વગર ફરતો
પરાણે પેટતો ભરતો, હવે હું વઈદ કહેવાયો ૨
સરવના બોજ સહેનારો ગામેગામ નિત્ય ફરનારો
હમારી જાતનો ધારો, હવે હું વઈદ કહેવાયો ૩
અમે વઈદો ઘણા સારા સરવના રોગ હરનારા
ગયા તે દર્દના વારા હવે હું વઈદ કહેવાયો ૪
ઘાંચી મોચી અને દરજી થવાને વઈદ સૌ ગરજી
અમારી એજ છે મરજી હવે હું વઈદ કહેવાયો ૫
કબાટે સીસાઓ ભરતા ઉપરથી ડોળ બહુ કરતા
ઘણાના પ્રાણ ધન હરતા હવે હું વઈદ કહેવાયો ૬
ન જાણે ઝાડની જાતો કરે અસમાનની વાતો
પુછે ગાંધીને સો જાતો. હવે હું વઈદ કહેવાયો ૭
ધનવંતર પાટીયું હાટે લગાવ્યું ધુતવા માટે
કહે માધવ ના જશો વાટે હવે હું વઈદ કહેવાયો ૮

# હિન્દુસ્તાનનું ફેશનનું સરવયું.

( ખ્યાલ )

આજ કાલ આ ચાલુ જમાને   વધ્યું અહા ફેશનનું માન
રોગ વધ્યાને ડાકટર વધ્યા   વધ્યા અહા સોપારી પાન ૧
મીજલસ નાચ અને ક્રીકેટે   વધ્યું અહા મદીરાનું પાન
સ્ટીક અને અંબ્રેલા વધી આ   અબલા ભક્ષ તણું વધ્યુ માન ૨
ન્યુસ પેપર આર્ટીકલ વધીઆ   વધી હોટલો અપરંપાર
શુઝ વોચને હેટ વધી છે   વધી બાટલો ઘર મોઝાર ૩
વધી સાહુ ચીમનીને ચરમા   વધી સાયકલ મોટરકાર
વધ્યા વાળ કેરોસીન તેલો   મફલર કોલર વધ્યા અપાર ૪
વધ્યુ સોડા લેમનનું પાણી   વધી ઇર્ષા નીંદાભલી ભાત
વધી અતી કોફીને બીસ્કુટ   વધી દલાલો કેરી જાત ૫
વધ્યા વકીલ બેરીસ્ટર આજે   અને સોલીસીટર ભલીભાત
વધી આહા ટેલરની શોપો   વધી ભીખારી સાધુ ન્યાત ૬
હમામને અભિમાન વધ્યોને   વધ્યા પુત્રીનું ધન લેનાર
મદન ભક્ત લે બાગુ સેવક   વધ્યા અહા મંદીર મોઝાર ૭
વધ્યું માન બેહદ સુંદરીનું   વધ્યા માતને દુઃખ દેનાર
વધ્યા હેરઓઇલ ને અતર   કામ તણા વાસણો અપાર ૮
વધ્યા ખખડવાં હાલ્લાં ઘરમાં   વધ્યો ભભકો બાહેરભારી
વધ્યા [illegible] વીડીના શોખીન   ઠગ જુગારી વ્યભીચારી ૯

વધ્યા બોડ જાહેર ખબરોના પડદા નામ ઘણા ભારી
સફેદ શાહુકારો વધ્યા ને સટાના અહા વેપારી ૧૦
સીગરેટ ચીરૂટને બીડી વધી અહા દેશમાં અપરંપાર
રોઝબરી ઈજ્જ પીકમીઅમ વધ્યા તેજીમંદી વેપાર ૧૧
વધી અનીતી પશુઓ ઉપર અને પક્ષી ઉપર નિરધાર
વધી નોકરી કેરી ઇચ્છા વધ્યો અહા વેશ્યાપર પ્યાર ૧૨

કોલર પીન નેકટાઇને ગેલીશ પાટલુન સ્ટોકીંગ વધ્યા અપાર
સાબુ લવંડરપઅને તમાકુ વધી જમાતોની મોઝાર
હિંસા અધર્મના સ્તિકતાને વધી અહા ફેશનની બહાર
વધી દવા શાળામાં માંખીઓ થયા ભાવ પંખાના તેજ
વધી વીજળી કેરી બતી સૌ દીપક કરતી નિસ્તેજ



# સફેદ ઠગ ( યાને )બગ ભગત

### ચીજ ગઝલ

જુઓ જગમાં વધ્યા બાવા ધુતીને સર્વને ખાવા
નવીન આ પંથ કાઢયો છે ખરે સૌને બનાવાને ૧
ધરીને હાથમાં ઝોળી શરીરે ગબ વહુ ચોળી
ગળામાં માળ ઘાલી છે અરે પૈસા કમાવાને ૨

નસીબો સર્વના જોતાં ભવિષ્યો સર્વના કહેતા
કીતાબો હાથમાં ધારી પુરા જ્ઞાની ગણાવાને ૩
ગીની ચાંદી અને રૂનો કરાવે કઇકને સટ્ટો
મઝાની રૂખ આપે છે બીચારાને રડાવાને ૪
બતાવે કોઇકને તેજી બતાવે કોઇકને મંદી
ભડાઇ હાકતાં ભારી પછી ધાંટા પડાવાને ૫
કહે છે સર્વને અચ્યા જુઓ બાપા બન્યા સૌના
જટા મોટી વધારી છે અણુચોને બનાવાને ૬
બીચારા અંધ ભકતોને ભમાવીને ગુરૂ થાતા
મુંડી ચેલા અને ચેલી નરક ગામી ખુશી થાતા ૭
પછી ફોટા પડાવીને કરાવે ચર્ણની સેવા
રખડતા રોઝની પેરે જમે મીઠાઇને મેવા ૮
ગરીબ અજ્ઞાન બાળાઓ તજી સ્વામી તણી ભકિત
ગુરૂ સમ તેહને ધારી અહો નિશ પ્રેમથી ભજતી ૯
ફસાવી જાળમાં પુરી કરે છે જ્ઞાનના ચુરા
પતિ વૃત તેહનું હરવા વિષયમાં અંધ છે, પુરા ૧૦
ઘડી શંગારની ટીકા ઘડી અદ્ભુતની ગીતા
ઘડી મુર્તિ તણી સેવા બતાવવાને નથી બીતા ૧૧
અરે ભાઇઓ અને બહેનો અરજ મમ ઉરમાં ધારી
કરો પુજા ગરીબોની થશે મુકિત આગળ સારી

# જીવતી પનોતી

( ગૈરાંને ખાદી પહેરાવો એ રાગ )

સુધરેલ સુંદરીઓ કેવી  જાણે જીવતી પનોતી જેવી
સમજો કહું છું સાચી વાત
ફેશનમાં હરવુ ફરવુ  ધણીથી જરા ના ડરવું
ધાર્યું પોતાનું કરવુ  સમજો કહું છું સાચી વાત સુધરેલ
દર્શનના બહાનાં કાઢી  જાયે ફરવાને દહાડી
આવે કઇકને પ્રીતિ લગાડી  સમજો કહુ છુ સાચીવાત સુ૦
લટકા મટકા કરતી ચાલે  પગમાં ચમ્પલને ઘાલે
ભરી બજારે એકલી મ્હાલે  સમજો કહું છું સાચીવાત સુ૦
વાંકા સેંથા માથે પાડી  પહેરે ફેશન એબેલ સાડી
જોઇએ ફરવાને ગાડી  સમજો કહુ છું સાચીવાત સુ૦
પોલકાં ફેશનદાર ચોળી  ના સમજે જરીએ ભોળી
સળગાવે હમેશા હોળી  સમજો કહું છું સાચીવાત સુ૦
પતિ પચાસ મહાને લાવે  સુધરેલી શોખે ઉડાવે
ઉલટું માથે દેવું કરાવે  સમજો કહું છુ સાચીવાત સુ૦
ફેશનમાં ઝીણું બોલે  ગણે પતિ તણખલા તોલે
ચલાવે પોલમ પોલે  સમજો કહું છું સાચીવાત સુ૦
પર પુરૂષ સાથે પ્રીતી  કરવીજ એની રીતિ
ઉરમાં ચહાય સદાય અનીતિ  સમજો કહું છું સાચીવાત સુ૦

સતિ છુ બહાર કહાવે પતિ ભોળાવે ભરમાવે
ફરે મરજી મુજબ ફાવે સમજો કહું છું સાચીવાત સુ૦
ફેશન અનીતિ લાવી ગઈ બહેનોને મન ભાવી
નાખ્યાં સરવે છેક જ આવી સમજો કહું છું સાચીવાત સુ૦
કહું શામજી કર જોડી દીયે ખાદીમાં ચીત ચોડી
હવે કરો ના પ્રીતિ ફોડી સમજો કહું છું સાચીવાત સુ૦



# મુરખનું મોત.

( ખ્યાલ )

જોઇ લીઓ આ અજબ તમાસો કે દોરંગી દુનીઆનો
આજ કાલના શોખીન પુરૂષો પ્રેમ થકી મનમાં આણો
અમદાવાદ નગરી મોજ શોખમાં ડુબી ગઇ છે બહુ આજે
ગરીબ મનમાં બહુ મુંઝાએ કાંઇ દીલમાં નવ સુઝે
શું કરવું હવે શેઠ સાહેબો નોકરી દીઓ મુજને આજે
ઓળખાણ મારી નથી જો દુઃખ મારૂં દીલમાં દાઝે
શેઠ વીચાર્યું મન માંહે તો ગરીબ છોકરો છે જબરો
નોકરી રાખ્યો દુકાનમાં તો પ્રેમ ધરી તેનેજ ખરો
પગાર આપ્યો પચીસનો જ્યાં દીલ વિષે મની શું સુજી
નાટક ચેટક વેશ્યા ભુવનમાં ખરચી સઘળે ત્યાં પુંજી

બહુ હેશનથી ફરવામાં તો શોખ બાળુરો વધી ગયો
ખીસ્સા ખરચી ખુટી ગઇ ત્યાં ચોરીનો વિચાર થયો
શેઠ તીજોરી ગયા સોંપીને મન વિષે લલચાઇ ગયો
નોટ તણો જથો દેખીને ભાગી જવાનો વિચાર થયો
ધન્ય ભાગ્ય માગે તો ફળીયાં હાથ આવે તે કેમ ચુકું
કાનો જેલમાં કાતો લહેરમાં સીગારેટના ભુંગળા ફુંકું
અહા આજતો બહુ આવીયું નોટ ભરૂ હુ ખીસામાં
મીત્ર મારાને બોલાવીને વાત કરૂં હું હોટલમાં
ચાલ મીત્ર આવવું છે મુંબઇ શોખ કરીને આવીશું
મારી પાસે રૂપીઆ બહુ છે ઉડાવવામાં ફાવીશું
સ્ટેશને જઇને ટીકીટ કઢાવી બન્ને મીત્રે મુંબઇની
શક પડવાથી પોલીસ બોલ્યો કયાં જાઓ છો ગુલતાની
સ્ટેશને જઇને પકડયા છે તેવી શેઠને ખબર પડી
જલદી શેઠ જ્યાં ગયા ત્યારે બન્ને પરતો નજર પડી
અરે લુચ્ચાઓ નોટો લાવો કયાં નાંખી છે સંતાડી
નહી તર જવું પડશે જેલમાં વિચારો મન આજ ઘડી
શેઠ મારા ઓ શેઠજી મારા ગુન્હાની હું માગું માગું
લ્યો ને આ નોટો તમારી મારા કર્મથી હું ભાગું
અમદાવાદ નગરી જોજો વિચારી ફરવામાં કાઇ માલ નથી
માધવલાલ તમ દાસ કહે છે ચેતી ચાલો આ દીનથી.



# સુધરેલીની માગણી.

( રાગ ગઝલ )

તજીઆ ખલકનું બંધન પિયુ મોહન ફિડાને
સુધારાની બની સાથી હખલના સૌ હઠાવોને ૧

પિયુજી પ્રાણથી પ્યારા સુણો બે બોલ આમારા
તજીને સૌ જુના ધારા નવી ફેશન જમાવોને ૨

રસીલી હું ભલી નારી પિયુ હકદાર છું પ્યારી
સુણીને વાત આમારી જુના વહેમો જલાવોને ૩

જવું છે પાર્ટીમાં આજે કલમને સ્થાપવા કાજે
વિના ડ્રેસે હૃદય લાજે બજારેથી અપાવોને ૪

ગમે શું ચોળીઓ આવી પિયુ હો પોલકાં લાવી
મજાનો ડ્રેસ પહેરાવી સુધારામાં ખપાવોને ૫

જગતના વેદીયાં ઢોરો સુધારાને ગણે બુરા
મને તો શોખ છે પુરો ગમારોને હરાવોને ૬

જીવનનો ફાયદો શું છે બધું હંબગ દિલે ખુચે
મડમ સમ મ્હાલવું રૂચે ખીસા પૈસે ભરાવોને ૭

અપાવો બુટની જોડી સરસ જેની ઉંચી એડી
મને સાથે સદા તેડી પિયુ નાટક બતાવોને ૮

અજારે જાઉં છું જ્યારે પગે ચાલું સદા ત્યરે
ઘટે શું એ જરા તમને મને મોટર અપાવોને ૯

શરમ સૌ આપણે હરીએ બની ફક્કડ બધે ફરીએ
ઉપાધિ સૌ ઉડે કરીએ નિડર થઇને ડુબાવેને ૧૦

તજીને જ્ઞાતિની પરવા સુધારા સ્થાપીએ ગરવા
સુશોભિત હાઉસને કરવા સરસ ફોટા પડાવોને. ૧૧

હવેલી આ નથી સારી લજાવે છે અતિ ભારી
હૃદયમાં હોસને ધારી બીજી બિલ્ડીંગ બનાવોને ૧૨

નહિ ચસ્મા વિના ચાલે સુધારાની સભા કાલે
કરી હોંસી બધાં ભાળે ઘરેણાં કે ઘડાવોને ૧૩

ખરીદો એક કો વાડી લઇ ત્યાં આપણી ગાડી
હવા ખાવા જશું દાડી હુકમ મારો ઉઠાવોને ૧૪

ઉંચુ અત્તર અપાવોને સદાસુખમાં ઝુલાવોને
અજબ ભપકો બતાવોને સુધારાને દીપાવોને ૧૫

સુધારો તો થયો સારો અતિ આનંદ કરનારો
કહે માધવ જુનો ધારો વળી મનથી લગાવોને ૧૬



# મંદીરાળાની મુશીબત

( યાને )

## બૈરીએ આપેલો બોધ

( જો સવડતા હોય સ્વર્ગમાં રૂ શેર હોલ ઉઘાડજો )

( કવાલી )

પુરૂષ—

વ્હાલી વદુ શું વાત વિપરીત મંદીમાં મુઆઇ ગયો,
ખાંડી મહી ખંડાઇ ગયો વળી રૂ મહી રખડી ગયો.
સોના મહી સપડાઇ ગયો અને શેર ફેર કરી ગયો,
ચાંદી મહી ચગદાઇ ગયો પ્રીચર મહી ફસાઇ ગયો,
અકળાઈ ગયો મુઆઈ ગયો સટ્ટા મહી સપડાઇ ગયો,
તેજીથી કેડ તુટી ગઇ આખર પથારી વશ થયો.
હું જો મરૂ તો કબર મ્હારી રૂ બજાર ચણાવજો,
શેર ને વળી રૂ ના ભાવો કબરમાં વંચાવજો.
સોના બજારથી સોનાપુર એક લાઇન ખાસ નંખાવજો,
હું કબરથી કહું તે મુજબ સોદો તમેજ પડાવજો
વળી તાર કેરી ખાંધણી તે કબર સાથ ચણાવજો
જે વલણમાં નાણું મળે તે કબર ઉપર ગણાવજો.
કાફી સવાણાંનો ડબ્બો મમ કબર ઉપર મુકાવજો,
વળી તાર વિલાયત તણો વ્હાલી જરૂર સુણાવજો

સ્રી—

ચહા ચરમા વસ્કીની લ ણી કરીશું નાતમાં,
વળી કરી લાઇફ મુકીશું વ્હાલા તમારી સાથમાં
પાનમાં જીનતાન મુકી દલ લે ને ચવરવીશું.
તેજી મંદીની મોહકાંણ મુવા પછી ગવરવીશું
હોટેલ તણુ ભજીયાં વિના કહો કેમ વ્હાલા ચલશે.
સાંઢ સમ સટ્ટા બજારે કોણ આવી મ્હાલશે.
જીવ જો રહે સટ્ટા મહિ સટ્ટ બજારે ભુત થજો,
કાચા પાકાના હોલને નિરાહીન ખખડાવી જજો.

પુરૂષ—

જો લાગણી હોય અંતરે પ્રીમીયમ મારૂં બોલાવજો,
મમ કબર પર નળ છોડીને મમ જીગરને હોલાવજો.

સ્રી—

પુન્ય પાપનું વલણ પતાવવા સાથી કૈંઇ લતા જજો,
દીલદાર એક દલાલને વળી કબરમાં લેતા જજો
તેજી મંદીની પાટીમાં ત્યાં આપ નામ નોધાવજો
જો સવડતા હોય સ્વર્ગમાં રૂ શેર હોલ ઉઘાડજો.



# આંખેબુબ અંધકાર યાને લક્ષ્મીનો ખુવાર

( કવ્વાલી )

અરે મમ દેશી બંધુઓ, અરજ કાઇ ઉર ધારોને,
થતા અત્યાચાર આજે, હવે હા કંઇ સુધારોને.
પહેરી ફેનસી ચોળી, જતી ઓરત હવા બંદર;
પછી તે કયાં કહો જાતી. અરે એ જાણતા ઈશ્વર. ૨
અહા શું તેહની સાડી, અતી બારીક મેં ભાળી;
શોભામાં શું વધારો છો, કર મહી બંગડી કાળી. ૩
ગુકોમળ અંગમાં એનાં, સુવાસી અત્તરો મહેકે;
ખરેખર દેખતાં સજ્જન, અરે શું નાયકા કહેશે. ૪
વિસારી હુ થદાંનીને, ચઢાવ્યા કાચ કંઇ ચીતે;
જુના ધારા વીસારીને, નવા ધારા ગ્રહ્યા પ્રીતે ૫
ખરે એક બંગડી માટે, પરપુરૂષને હાથ સોંપે છે;
વીસારી છેક લજ્યાને, અરે મર્યાદ લોપે છે. ૬
સુશોભીત વસ્ત્ર પહેરીને, બન્યા ફેશન લેડીના;
રહી છે હાથમાં છત્રી, પહેર્યા બુટ એડીના ૭
સુગંધી તેલ ચોળીને, છટાથી કેશ ઓળીને;
ચડાવ્યાં આંખ પર ચસ્મા હવે તો બહુ થયાં વસ્માં ૮
અરે મમ પ્યારા બંધુઓ, સુધારાને વધારીને;
અતિશય છુટ આપીને, ચડાવી છેક લાડીને ૯

## સુધરેલી નાર (યાને) ફેશનેબલ શેઠાણીનો નખરો.

નવોઢા નાર નખરાળી, પતીની શું કરે સેવા
તદન જુઠું બરડનારી. પતીની શું કરે સેવા ૧
બેઠી રહીને અગાશીમાં, સુકાવે બાલ પોતાના,
અતિશય ઉંઘ લેનારી, પતીની શું કરે સેવા. ૨
નહી પુજા નહી પત્રી, જાપાનીઝ હાથમાં છત્રી
રૂમાલો છે જુવો કેવા પતીની શું કરે સેવા ૩
પ્રથમ નહાના પછી મોટા કઢાવી ફેન્સી ફોટા
મુલાયમ પોલકાંવાલી પતીની શું કરે સેવા ૪
જોબનવંતી જરૂખામાં બેઠીબેઠી કરે નખરા
નહી લેવા નહી દેવા પતીની શું કરે સેવા ૫
સંપુર્ણ શહેરમાં જ્યારે કઢંગી રીત થઇ ચાલુ
ત્યારે પર ગામની કુવડ પતીની શું કરે સેવા ૬
સાસુ મુગ્ધ વહુ ભોળી અનીખા રંગની લેડી

જુઓ અસલ તણી રીતી વિચારો ધર્મ ને નીતી.
કરો કામ દેશભકિતના, હૃદયમાં રાખીને પ્રીતિ ૧૦
કહે માધવ સુણો પ્યારા, હૃદયને લાગશે ખારા.
સુધારા આ હઠાવી,ને વચન આ માનજો મારા. ૧૧

ન જાણે સેફીને પાપડ　　પતીની શું કરે સેવા
અંતર જેનું સદા કપટી　　ન આપે સંતન ચપટી
કહે માધવ તે બઇરી　　પતીની શું કરે સેવા.

## ચળકતો હીરો ( યાને ) બુદ્ધિનો ભંડાર.

( કવાલી )

વિચારી જોઇને ચાલો　　વખત બારીક ઘણો આવ્યો
ખરચ કમતી કરી નાંખો　　વખત બારીક ઘણો આવ્યો
કમાવાના તમે ખાતર　　છોડયાં ઘર બાર વસ્તારી
પછી જો નહી કમાવો તો　　વખત બારીક ઘણો આવ્યો
પ્રથમ ગંગાતણા દર્શન　　થાઓ તેને તમો પરસન
પછી ધંધે તમો જાઓ　　વખત બારીક ઘણો આવ્યો
ઉમંગે જો ધંધો કરશો　　તેનો બદલો તમે જોશો
વિચારી જો નહી ચાલો　　વખત બારીક ઘણો આવ્યો
પહેરોછો ધોતી મલમલની　　ચુલામાં આગના વાંધા
હુક્કા સીગર તણા ખોખા　　વખત બારીક ઘણો આવ્યો
વ્યસન દારૂ તણું છોડો　　સીગર કમતી કરી નાખો
સદાનું નામ જાવા દો　　વખત બારીક ઘણો આવ્યો
ફરોછો વ્યભિચાર ફંદામાં　　પછી છુટા નથી થાતા
ગુમાવ્યો વ્યર્થ જન્મારો　　વખત બારીક ઘણો આવ્યો
હશે જો પાસ પૈસો તો　　સેવા સૌ પુત્રો પણ કરશે
કહે માધવ આ વચનો　　વખત બારીક ઘણો આવ્યો

—o—o—

# સુધરેલી સ્ત્રી

## ( હું તે હરખ કરૂં ક્યાં જાઉં ) ( એ રાગ )

સુધરેલ સુંદરીઓ છલબલ કરતી તે મુજ નજરે આવે
સાડલો ધોળો ઘાઘરો ધોળો, ચોળી ધોળી પહેરે
અડધ સાડલો માથે ઓઢી ભરી બજારે હીંડે સુધરેલ
કેડમાં ઝુડો હાથમાં રૂમાલ લટક મટક તે ચાલે
સાસુનો સંગાથ ગમે નહી બેન પણી સંગે હાલે સુ
પગમાં કચંડા કટકટ બોલે રમક ઝમક તે ચાલે
લાજ શરમને મુકી ખીંટીયે વાંકો ગુચ્છો પાડે સુ.
પોલકા માંહી પોલ કરાવી ઢોલ ઢમક વગડાવે
કબુતરખાનું(ને) પ્લેટચોળીનું પોતે આપ મંગાવે સુ
પોલેસ ઘાટની જોઇએ બંગડી તાછયાં સાંક કરાવે
વીસ રૂપરડીના પગારે પુરો ભભકો બતાવે સુ
બુટ સ્ટોકીંગ મોજા પહેરી વળી ચસ્મા ઘાલે
સેન્ડ લવંન્ડર પફ઼ પાઉડર લગાવે પોતે ગાલે સુ.
આવી હકીકત જોઇ માધવ દીલગીરી મનમા લાવે
દેશની પડતીનું મુખ્ય કારણ નંબર પહેલો બતાવે સુ.



# લાંબા વખતના અનુભવી ખાસ બૈરાં

# તથા બચ્ચા માટે.



સ્ત્રીઓને લાગુ પડતાં દરેક રોગોપર દવા કરનાર, અમારી દેશી વનસ્પતિમાંથી બનાવેલ દવા એકજ વખ લેવાથી તાત્કાલીક આરામ થાય છે. વિલાયતી દવાઓમાં પૈસાની બરબાદી નહી કરતાં એકજ વખત અજમાવી ખાત્રી કરો વધુ ખુલાસા માટે લખો અથવા મળો

વિશેશમાં ખાસ અમારી પેટેન્ટ દવા

ખરજવું, ખસ, દાદર ઉપર અકસીર આ દવા ત્રણ દીવસ લગાડવાથી લાંબી મુદતનું ખરજવું દાદર ખસ જડ મુળથી નાબુદ થાય છે

મળોઃ- **મીસીસ મણી. માધવજી વોરા**

**ચાર રસ્તા મગનભાઈ ભેચંદભાઇના દવાખાના પાસે.**